# કેટલાંક ઐતિહાસિક હથિયારો

લેખક : માણેકરાવ

( જુમ્માદાદા વ્યાયામ મંદિર, વડોદરા )

પ્રકાશક : સ્વામીરાવ

(ગણેશક્રીડા મંડળ : ભાવનગર)

# કેટલાંક ઐતિહાસિક હથિયારો

છેલ્લાં સો દોઢસો વર્ષની અંદર આપણે આપણાં દેશ માંહેની જે અનેક કલાઓ ગુમાવી બેઠા છીએ તેમાં સ્વરાષ્ટ્ર અને સ્વધર્મના રક્ષણ માટે જે હથિયારોનો ઉપયોગ એક વખત આપણા પૂર્વજોએ છૂટથી કરેલો તે હથિયારો ઉત્પન્ન કરવાની તેમજ તેમને સુસ્થિતિમાં સંભાળવાની કલાનો પણ આપણે લોપ કરેલો છે. છેલ્લા મહાન વિગ્રહ પછી, શાંતિ–પરિષદો અનેક વાર ભરાયા છતાં અને યુદ્ધ કદિ પણ ન થવા પામે એવાં પાશ્ચિમાત્ય રાષ્ટ્રોનાં કોલકરાર થતાં હોવાં છતાં મનુષ્યહાનીનાં નવાં નવાં સાધનો દિનપ્રતિદિન તે જ રાષ્ટ્રો તરફથી અસ્તિત્વમાં આવે છે. એવા સમયે, આપણે આપણા દેશ માંહેનાં એક વખતે નામના મેળવેલાં પરંતુ હાલ સંજોગોનો ભોગ થઇ નામશેષ થયેલાં પ્રખ્યાત હથિયારો સંબંધી જે માહિતી આપણને ઉપલબ્ધ થઇ શકે તે મેળવી એકત્ર કરી હાલના યુવક વર્ગ સામે રાખવામાં આવે તો પાશ્ચિમાત્ય શોધ-

ઓળોથી અંજાઇ જતા હાલના યુવાનો જાણી શકશે કે એક સમયે હિન્દુસ્તાનમાં પણ હથિયારો, તે સમયની પરિસ્થિતિ અને જરૂરિયાતને અનુસરીને બીજા કોઈ પણ રાષ્ટ્રની હરીફાઇમાં ઉતરી શકે તેવાં તૈયાર થતાં હતાં. આ હેતુથી પ્રેરિત થઇ નીચેની માહિતી આપવાનું યોજેલું છે.

હથિયારો ઘડવાની કલા માટે પૌર્વાત્ય રાષ્ટ્રો ઘણાં પ્રાચીન કાળથી મશહૂર છે. મુખ્યત્વે કરીને પર્શીઆ અને હિન્દુસ્તાન એ બન્ને દેશો, એશીઆ ખંડમાં આ કલાની બાબતમાં અગ્રેસર હોવાનું જણાઇ આવે છે. પરંતુ હથિયારોના જુદા જુદા પ્રકાર, લોઢું અને પોલાદ એની જુદી જુદી જાતો, હથિયારનું પાનું તૈયાર કરવાની કુશળતા, તેને પાણી પાવાની ભિન્ન ભિન્ન રીતો, હથિયારોની મૂઠ સંબંધી વિવેચન, પ્રત્યેક હથિયાર ઉપયોગમાં લાવવાના અનેક હાથ, દરેક હથિયારની લંબાઇ અને પહોળાઇનું માપ અને તે માપ તેટલું જ રાખવાનાં કારણો વગેરે બાબતોનું જે વિવેચન વેદમાં મળી આવે છે તે ઉપરથી હથિયારોના સંબંધમાં આપણા દેશે કરેલી પ્રગતિ અન્ય કોઇ પણ રાષ્ટ્રની પ્રાચીન પ્રગતિને બાજુએ મૂકે એવી હતી એમ કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી. પણ એટલું તો નક્કી જ છે કે પાશ્ચિમાત્ય રાષ્ટ્રોએ પણ આ દિશામાં કરેલી પ્રગતિ ઉંચા દરજ્જાની હતી. તેનો કાળ આપણા જેટલો જુનો નહિ હોય પણ તે ઇ. સ. પૂર્વે કેટલાંક વર્ષો સુધી પહોંચી શકે છે એ નિર્વિવાદ છે. પણ આપણે એટલા જુના કાળમાં પ્રવેશ કરવાનો નથી.



કેટલાંક ઐતિહાસિક હથિયારો

આજ તો ફક્ત પ્રમાણમાં છેક આજકાલના સમયનો જ વિચાર કરવાનો છે. આગળ ઉપર હથિયારો સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન કરવાનો અમારો વિચાર છે અને તે પુસ્તક રૂપે પ્રગટ કરવાનો પણ સંકલ્પ છે. તે જ્યારે સંપૂર્ણ થશે ત્યારે તે ગ્રંથમાં નાની મોટી બધી બાબતનો સમાવેશ કરવામાં આવશે.

વિષયપ્રારંભ કરતા પહેલાં, આ સાથે જોડવામાં આવેલા મુઠ અને પાનાના ચિત્ર ઉપરથી, આપણા લોકોએ તરવારની બાબતમાં કેટલો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરેલો હોવો જોઈએ તે જણાઈ આવે તેમ છે. ચિત્રમાં દરેક ભાગ જુદો જુદો બતાવેલો હોઈ ત્યાંજ દરેક ભાગનું નામ સ્પષ્ટ રીતે સમજી શકાય તેમ આપેલું છે.

સૈફ નામની એક તરવાર છે. દિલ્હીના બાદશાહના સખ્ત કેદખાનામાંથી જ્યારે મીઠાઈની પેટીમાં બેસી શ્રી. શિવાજી મહારાજ પસાર થયા. ત્યારે રસ્તામાં અમઝારા સંસ્થાનમાં તેમણે થોડો વખત મુકામ કરેલો હતો. ત્યાંથી તેમણે આ તરવાર પોતાના પ્રાંતમાં આણી હોવી જોઈએ. અમઝારા સંસ્થાનમાં સાધારણ રીતે આજ પ્રકારની તરવારો વાપરવામાં આવતી હતી. એની મુઠનાં, મોગરો, ફુલ, કેગની, કટારી, પુતળા, પરજ, નખા, એવા ભાગ છે. તેનું પાનું પોલાદનું બનેલું હોઈ, તે ત્રણ ફૂટ સાડા છ ઈંચ લાંબું અને સવા ઈંચ પહોળું છે. તે તદ્દન સીધું હોઈ તે ઉપર બે લીટીઓ છે. તે દરેક લીટીની લંબાઈ બે ફૂટ પાંચ ઈંચ છે. શ્રી. શિવાજી મહારાજનાં સમય પછી, આ તરવારો ઘણી પ્રચારમાં આવી હતી. જગતવિખ્યાત ભવાની તરવારની સાથે

તે ઘણી જ મળતી આવે છે. મુઠનો મોગરો સારી રીતે લાંબો હોવાથી, ફેર ફરી, મનુષ્યનાં હાડકાં સારી રીતે નરમ કરી શકાય છે. આ તરવારની સહાયથી, એક માણસ બે જણા સાથે સહેલાઇથી લઢી શકે છે. ઉપર જણાવેલા ફેરના મારને 'ગાંજા' કહેવામાં આવે છે. હાલના જુવાનો તે ઉઠાવી શકશે કે કેમ તેની જ શંકા છે! તો પછી તે ફેરવવાની વાત તો દૂર જ રહી!

અલેમાની તુર્કી તરવારનું પાનું પોલાદનું બનેલું હોય છે અને તે બે ફૂટ પાંચ ઇંચ લાંબું અને દોઢ ઇંચ પહોળું હોય છે. પાના ઉપર છેવટ સુધી લાંબી લીટી હોય છે. પાનાની એક બાજુ પૂરેપૂરી અને બીજી બાજુએ છેક છેડા ઉપર ધાર હોય છે. આ પાનું દિલ્લીશાહી મૂઠમાં બેસાડેલું હોય છે. પાનાનું પોલાદ અત્યંત ઉંચા પ્રકારનું હોવાથી તે ઘણું જ નરમ અને સર્પની પ્રમાણે સળવળનારૂં અને હલકું હોય છે. તેનાં ઉપર જવ્હેરદાર અભ્ર હોય છે અને અભ્રના ઉપર છેવટ સુધી નકશીકામ કરેલું હોય છે. આ તરવાર ઘણી જ કિંમતવાન છે. તેની બનાવટ તુર્કસ્તાની હોઇ તેનાં સંબંધમાં એવી આખ્યાયિકા (લોકવાર્તા) કહેવામાં આવે છે કે તેનાં ઉપર ગમે એટલી બીજી તરવારો મુકવામાં આવે તોપણ તેનાં સંબંધમાં જે મંત્ર છે તેનો જો ઉચ્ચાર કરવામાં આવે તો તે તરવારોના ઢગલામાંથી ઉપર નીકળી આવે છે.

ખાંડુ એ હથિયાર પરાક્રમી પૃથ્વીરાજ ચોહાણ એમના કોઇ ખંડેરાય નામના સગા હતા તેમણે પૃથ્વીરાજના કારકીર્દીમાં તૈયાર કર્યું હતું. આ કારા-

ગીરનું મૂળ નામ ખરૂં જોતાં ગોવિંદરાય એમ હતું. શહાબુદ્દિન ઘોરી સાથે થએલાં પ્રચંડ યુદ્ધમાં આ હથિયારનો ઘણો જ ઉપયોગ થયો હતો. આ ખાંડુ જવેહરદાર જાતનાં પોલાદનું બનાવેલું હોય છે. એની મૂઠના પણ મોગરો, કંગની, કટોરી, પરજ, જનેઉ, પુતળા અને નખા એવા ભાગ હોય છે. મૂઠ હાથને લાગે નહિ એટલા માટે તેને મખમલની નરમ ગાદી કરવામાં આવે છે. તેનું પાનું ઘણું તીક્ષ્ણ હોય છે અને તે બે ફૂટ પાંચ ઈંચિ લાંબુ અને મૂળમાં બે ઈંચિ અને છેવટે અઢી ઈંચ પહોળું હોય છે. પાનાની એક બાજુએ —૧ ઈંચ અને બીજી બાજુએ એક ફૂટ સાડા આઠ ઈંચિ લાંબો એવો એક નકશીદાર ચીપીઓ હોય છે. અને તેના ઉપર મૂઠ બેસાડેલી હોય છે. આ હથીઆર મસ્ત હાથીની ગરદન કાપી શકે એવું તેનું પાનું તીક્ષ્ણ હોય છે. રજપૂતોમાં એકથી વધારે સ્ત્રીઓ કરવાનો રીવાજ છે. રજપૂત વીર હમેશાં રણસંગ્રામમાં રોકાએલા હોવાથી, જો કોઇ વધુ દૂર પ્રદેશ માંહેની હોય અને ત્યાં વરરાજા જાતે જઈ શકે તેમ ન હોય ત્યારે વરરાજા પોતાના બદલે પોતાનું અંત્યંત પ્રિય એવું શસ્ત્ર, ખાંડુ જાન સાથે મોકલતા અને તે વીરબાળા એ ખાંડાને વરમાલા અર્પણ કરી પોતાના દૂર પ્રદેશમાં વસતા સ્વામીની ધર્મપત્નિ થતી. ખરેખર લગ્નની આ કેવી સુંદર અને સ્વદેશપ્રેમપરિપૂર્ણ એવી કલ્પના છે! આવાં રાષ્ટ્રપ્રેમી વીરો અને વીરબાલાઓ તે સમયે હતાં તેથી તો તેઓએ મોગલ બાદશાહ જેવા બલવાન શત્રુઓ સાથે કેટલાંય વર્ષો સુધી ટક્કર ઝીલી! એવાં શૂરાતનનાં

દિવસો ફરી પ્રાપ્ત થશે કે કેમ એ વિચાર કરવા જેવો પ્રશ્ન છે. ઉપર પ્રમાણે વિધિથી લગ્નગ્રંથીમાં જોડાએલી વધુને ખાંડારાણી એ સંજ્ઞાથી સંબોધવામાં આવતી.

જમધર (જમ=યમ+ધર=ધાડ=દાઢ=યમદાઢ) હથિયારને એક ફૂટ લાંબુ અને પોણા બે ઇંચ પહોળું એવાં બે પોલાદી પાનાં હોય છે. બન્ને પાનાંઓને બન્ને બાજુએ ધાર હોય છે. એ પાનાંઓ વચ્ચે એક ચતુર્થાંશ ઇંચનું અંતર હોય છે. એની મૂઠ પંચ ઈંચ જેટલી હોય છે. તેની અંદર આંગળા બેસાડી ભાર દેવો જોઈએ. એ દબાણથી પેટનાં આંતરડા એકદમ બહાર નીકળી આવે છે. ઇતિહાસસંશોધકોનાં મત પ્રમાણે શ્રી. શિવાજી મહારાજ જ્યારે અફઝુલખાનને મળવા ગયા ત્યારે તેમની પાસે જે તલવાર હતી તે જામધાડ નામની તલવાર હતી અને તે ઘણી મોટી હતી. પણ શ્રી. શિવાજી મહારાજાએ ડૂબ મારી, તેમના ઉપર થએલો વાર રોકયો એવું જે વર્ણન દેવામાં આવેલું છે તે ઉપરથી અમારી માન્યતા તો એવી થાય છે કે એ હથિઆર મોટી જામધાડ નહિ પણ નાની જામધાડજ હોવી જોઇએ અને વાઘનખને બદલે આ શસ્ત્રનો ઉપયોગ શ્રી. શિવાજી મહારાજાએ કરેલો હોવો જોઇએ. વાર અને સરક એ બિન્નોટના અંત્યત મહત્વના ભાગ હોઇ તેનાથી શ્રી. શિવાજી મહારાજ પૂર્ણરીતે વકેફગાર હતા, એવું તે યુદ્ધપ્રસંગનું જે શબ્દચિત્ર કાઢવામાં આવેલું છે તે ઉપરથી જણાઈ આવે છે. તજ્ઞ લોકો જો આ બાબત તરફ વધારે ધ્યાન

હશે તો તેનો વધારે નિશ્ચયાત્મક નિકાલ લાવી શકાશે. આ ભયંકર હથિયાર રાજા જયસિંગે તૈયાર કરેલું છે.

અફઝુલખાનના પંજામાંથી બચવા માટે શ્રી. શિવાજી મહારાજે વાઘનખનો ઉપયોગ કર્યો હતો, એવો સાર્વત્રિક મત છે. વાઘનખ એટલે એક પોલાદની પટ્ટીમાં પા ઇંચના અંતર ઉપર બેસાડેલાં ચાર તીક્ષ્ણ નખ. દરેક નખ સવા ઇંચ લાંબો હોઇ તેને ત્રણ બાજુએ નસોની માફક લેકર હોય છે અને નીચેના ભાગમાં ધ ર હોય છે. જે પટ્ટીમાં આ નખ બેસાડેલા હોય છે તે પટ્ટીને બે અંગુઠીઓ હોય છે. આ શસ્ત્ર હાથમાં પહેરી સહેલાઇથી મૂઠીમાં છૂપાવી શકાય છે. મહીસૂરના સુપ્રસિદ્ધ વાઘ ટીપુ સુલતાનના વંશની નોકરી માંહેના એક સુબાપ્પા નામના પહેલવાનના વંશમાંહેના એક વૃદ્ધ બાઈ તરફથી અમોને એક વાઘનખ મળેલો છે. તેનું ઐતિહાસિક મહત્ત્વ ધ્યાનમાં લઇ અમોએ તે શસ્ત્ર માટે દોઢસો રૂપીઆ કિંમત આપી હતી.

સાંગ નામનું એક હથિયાર છે જેની લંબાઇ છ ફૂટ ચાર ઈંચ જેટલી હોય છે અને તેને કોઇ ઠેકાણે સાંધો હોતો નથી. તેના છેવટે જે પાનું હોય છે તે નવ ઈંચનું હોય છે પણ શરૂઆતમાં તે દોઢ ઈંચ પહોળું હોય છે. છેવટે તે નાનું નાનું થતું ગયેલું હોય છે. તેનો હાથો પાંચ ફૂટ સાત ઈંચ જેટલો હોય છે. દાંડાનો ઘેર બે ઈંચનો હોય છે. અમોને આ હથિયાર ફેલટણ સંસ્થાનના શ્રી. જગદેવરાવ નિંબાળકર એમના તરફથી મળેલું છે. તેમના કહેવા પ્રમાણે તે ઘણું જ જુનું શસ્ત્ર છે. શ્રી. શિવાજી મહારાજના વખતમાં તેનો

ઉપયોગ કરવામાં આવતો હતો. આ હથિયારનો ઉપયોગ કરનારી એક પાયદળ પલટણ શ્રી. શિવાજી મહારાજાએ ઉભી કરી હોવી જોઇએ, એવું અનુમાન છે. તેનો વાર પગના ઘોટા પાસેની નસ ઉપર કરવાનો હોય છે. આ માર બેસે એટલે માણસ ઉઠી જ શકે નહિ. પહેલાં કપાસ મેળવીને કાળી માટીનું એક પુતળું તૈયાર કરી તેના ઉપર આ શસ્ત્રથી તથા તલવારથી જૂદા જૂદા હાથ જેવાં કે ગર્દનકાટ, કમરકાટ અને શીર એ કેવી રીતે મારવા તે શીખવવામાં આવતું. તે પછી આ પ્રયોગો લીંબાં ઝાડ ઉપર કરવામાં આવતા તે પછીનું પગલું એટલે આવા વાર પત્થર ઉપર અને છેવટે યુદ્ધ પ્રસંગમાં શત્રુ ઉપર એ પ્રમાણે પાયરી પાયરીથી શિક્ષણ આપવામાં આવતું. શ્રી. શિવાજી મહારાજના તાબામાં સાંગ શસ્ત્રનો ઉપયોગ સારી રીતે કરી શકે તેવાં નિષ્ણાત લોક ઘણાં હતાં.

ભાલો એક લાંબી મજબૂત લાકડીને તીક્ષ્ણ પાનું જોડેલું હોય છે. તે હથિયાર ભાલાની લાકડી રામપુરી પાકા વાંસની બનેલી હોય છે. તે પાંચ ફૂટ પાંચ ઈંચ લાંબો હોઇ તેનો વ્યાસ ચાર ઈંચનો હોય છે. એ વાંસના ઝીણા છેડાને ભાલાનું પાનું ત્રણ ઇંચ ઉંડું બેસાડેલું હોય છે. એ પાનાનો ઉપરનો ભાગ બે ફૂટ એક ઇંચ હોઇ તેને બન્ને બાજુએ ધાર હોય છે. વાંસમાં તે મજબૂત રીતે બેસી શકે તેટલા માટે એક કંગણીદાર ખોલી, જે જગ્યાએ તે પાનું વાંસ ઉપર બેસાડવામાં આવે છે તે જગ્યાએ મૂકેલી હોય છે. આ પ્રમાણેનો ભાલો વજનદાર હોય છે. શસ્ત્ર ઘોડા ઉપર

બેસીને વાપરવાનું હોય છે. શ્રી. શિવાજી મહારાજના સૈન્યમાં આ હથિયારનું મહત્ત્વ ઘણું હતું. તે સમયે તેની હમેશાં પૂજા કરવામાં આવતી. હાલ તો તે કેવળ પૂજાના જ ઉપયોગનો થઈ રહ્યો છે !

બાના બે પ્રકારના હોય છે. એક લાકડાનો બનાવેલો અને બીજો પોલાદનો. લાકડાના બાનાનો ઉપયોગ શિક્ષણ આપવાના કામમાં કરવામાં આવે છે અને પોલાદના બાનાનો ઉપયોગ યુદ્ધ પ્રસંગે કરવામાં આવે છે. લાકડાના બાનાની લાકડી ઉત્તમ લાકડામાંથી બનાવેલી હોય છે અને તેને સુંદર ચમક આપેલી હોય છે. તેની લંબાઈ પાંચ ફૂટ બે ઇંચ જેટલી હોય છે. તેને ચાર ગોળા બેસાડેલા હોય છે. બારીક છેડા તરફ અર્ધો ઇંચ જગ્યા મૂકી દઈ, નવ ઇંચ વ્યાસનો પહેલો, તે પછી પાંચ ઇંચ જગ્યા છોડી બીજો તેટલાં જ માપનો, તે પછી એક ફૂટ બે ઇંચ જેટલી જગ્યા મૂકી સાડા દશ ઇંચ વ્યાસનો ત્રીજો અને છેવટે લાકડીના બીજા છેડાથી અર્ધો ઇંચ જગ્યા છોડી, અગીઆર ઇંચ વ્યાસનો ચોથો એ પ્રમાણે ગોળા બેસાડવામાં આવે છે. પહેલા અને બીજા ગોળાની વચ્ચે જે પાંચ ઇંચ જગ્યા છોડવામાં આવે છે તે જ ઠેકાણે ફેરવતી વખતે બાનો પકડવાનો હોય છે. યુદ્ધ પ્રસંગે ચોથા ગોળામાં પોલાદી ધારવાળાં નાનાં નાનાં પાનાં બેસાડવામાં આવે છે. આ શસ્ત્રનો ઉપયોય ઘણું કરીને ગરદન ઉડાડવામાં થાય છે. બાનાના બે હાથ ઘણા મહત્ત્વના છે. તેના નામ ચક્રબેલ અને અણીકાટ. પહેલાંના બનારસના મહારાજાઓનાં લશ્કરમાં ઘણું કરીને આ હથિયાર ધરાવનારા

કેટલાંક પથકો હતાં. ઉત્તર હિન્દુસ્તાનના પુરબૈયા લોક સામાન્યતઃ આ શસ્ત્ર હમેશાં પાસે રાખતા. તે હથિયાર ચલાવવાની ટેવ પડવા માટે પ્રથમ તેનો પ્રયોગ જાઈ–જૂઈના ફૂલ ઉપર અને પછી નારીએળ ઉપર કરવામાં આવે છે. પોલાદી બાનાનો દાંડો પાકા રામપુરી વાંસનો હોય છે. તે દાંડાનો જાડા છેડાનો વ્યાસ પાંચ ઇંચિ હોય છે. તે એક ફૂટ નવ ઇંચિ લાંબો હોય છે. તેમાં બેસાડેલું પાનું હાથીપગા પોલાદનું બનેલું હોઇ તેની બન્ને બાજુએ ધાર હોય છે. તે પાનાની પહોળાઇ સવા ઇંચિ હોય છે. તે પાનાનો ખીલો દાંડામાં બેસાડેલો હોય છે અને તેને મજબૂતી લાવવા સારૂ તેના ઉપર એક સળીઓ લગાડેલો હોય છે. તેના હાથ તથા તેનો ઉપયોગ ઉપર બતાવ્યા પ્રમાણે જ કરવાના હોય છે.

ગદારા એક હથિયારના પાનાનું પોલાદ ફરાસી જાતનું હોઇ તે બે ફૂટ છ ઇંચિ લબું હોય છે. મૂઠ પાસે તેની પહોળાઈ પોણા બે ઇંચ, વચમાં તે દોઢ ઇંચ અને છેવટે તે બારીક થતી જઇને અણી જેટલી રહે છે. પાનાની ધાર બહુ જ તીક્ષ્ણ હોય છે. પાનાના પછવાડેના ભાગમાં પણ છેવટે થોડી ધાર હોય છે. પાના ઉપર એક ફૂટ દશ ઇંચિ લંબાઇની બે અને એક ફૂટ છ ઇંચ લંબાઈની એક એ પ્રમાણે ત્રણ લીટીઓ હોય છે. તે પાના ઉપર ગુરૂમુખી છાપ હોય છે. પાનું દિલ્હી શાહી મૂઠમાં બેસાડેલું હોય છે. આ હથિયાર કંઇક વાંકું અને વજનદાર હોય છે. તેનાથી ગેંડા જેવા મજબૂત

જનાવરોને પણ કાપીં શકાય છે. આ હથિયાર શીખ લોકોનું છે.

સાદી કત્તી અથવા ફરાસી કત્તીનું પાનું ફરાસી પોલાદનું બનેલું હોય છે તેથી જ તેને ફરાસી કત્તી કહેવામાં આવે છે. એ પાનું બે ફૂટ ત્રણ ઇંચિ લાંબું અને એક ઇંચિ પહોળું હોય છે. પાનાની એક જ બાજુએ ધાર હોય છે. પાના ઉપર એક ફૂટ એક ઇંચિ લંબાઇની અને બીજી એક ફૂટ લંબાઇની એવી બે લીંટીઓ હોય છે. તે દિલ્હીશાહી મૂઠમાં બેસાડેલું હોય છે. આ હથીઆર ઘણું જ સરળ હોઇ તેની અનેક જાતો છે. તે તૈમુરલંગનું ઘણું જ પ્રિય હથિયાર હતું. કત્તી વાપરનારી તેની ફોજ આશરે બે હજાર જેટલી હતી. તેની એવી પ્રતિજ્ઞા હતી કે કત્તીની જ સહાયથી કાફર એટલે મૂર્તિપૂજકોનો સંહાર કરવો. પ્રતિજ્ઞા પૂરી કરવાના હેતુથી જ કે કેમ કોણ જાણે પણ છેવટે તેણે ઘણા હિન્દુઓની આ કત્તી વડે જ કત્તલ ચલાવી અને પછી પીરોજશાહી મશીદમાં તેની ફૂલહારથી પૂજા કરી. તે દીવસ તેણે તહેવાર તરીકે પાળ્યો. કત્તી સાથે લડાઈ ઉપર જ્યારે તે જવા માટે નીકળતો ત્યારે તે બધાં સૈનિકોને "યા અલી, યા અલી, યા અલી." એમ ત્રણ વાર ગર્જના કરવાને કહેતો અને તેમની હિંમત વધારવા માટે તે તેમને કહેતો કે "મર્દ જવાનો, તમે જો લડાઈમાં જીત મેળવશો તો તમારી કીર્તિ ચોમેર ફેલાશે અને તમારૂં નામ સાંભળતાંની સાથે જ તમારા દુશ્મનો થરથર કંપવા લાગશે અને જો કદિ તમે મરણ પામશો તો કાફર લોકોનો નાશ કરવા માટે લડતાં

લડતાં તમને મૃત્યુ પ્રાપ્ત થયું.તે માટે તમારા બાંધવ તમારા મૃત્યુની સ્તુતિ કરશે અને પોતાને પણ તેવાજ પ્રકારનું મરણ પ્રાપ્ત થાય એવી અલ્લા પાસે પ્રાર્થના કરશે."

સિરોહી પબાશાહી તલવારનું પાનું જવ્હેરદાર પોલાદનું બનેલું હોય છે. અને તેની લંબાઇ બે ફૂટ સાત ઈંચ અને પહોળાઇ દોઢ ઈંચની હોય છે. પાનું ન્હાનું ન્હાનું થતું જઈ છેવટે અણીદાર બને છે. આ તલવારનું પાનું રામપુર પાસેના એક ગામમાં બનાવવામાં આવતું. પણ રામપુરના નવાબ સાહેબે આવી તલવારો તે ઠેકાણે બનાવવાની મનાઇ કરવાથી, ફક્ત પોલાદજ ત્યાં જેમ તેમ તૈયાર થયું. પછી સરદાર પબારાવ એમની દેખરેખ નીચે, કારાગીર ખંગરસિંગે જોધપુર પાસે સિરોહી શહેરમાં તે તલવાર તૈયાર કરી. એના પાનાની ઉપરની લીંટી વચમાંથી જ નીકળેલી હોય છે. અને તે પીપળા પાસેથી બેધારવાળી બનેલી છે. એની અજમાયશ ઘણી કઠણ રીતે કરવામાં આવી હતી. કેળના થાંભલામાં છ ઈંચ ઘેરનો એક લોઢાનો થાંભલો પૂરવામાં આવ્યો અને તેના ઉપર કલમ તરાસનો હાથ મારવામાં આવ્યો. લોઢાનો થાંભલો, કેળના થાભલાની સાથે સહેલાઈથી કપાઈ ગયો.

વટોદરશાહી સકેલાનું પાનું પોલાદી હોય છે. તે પાતળું હોઈ તેના ઉપર લીંટી વગેરે કાંઇ હોતું નથી. તેને એક ધારી વાંક હોય છે. તેની મૂઠ દિલ્હીશાહી પરજની હોય છે. આ તલવાર મોટા સયાજીરાવ એમણે ખાસ વડોદરામાં જ તૈયાર કરાવી. તેની બનાવટ શીકલ-

ગીર મળજીના હાથની છે. તેમાં એ ખુબી છે કે જેટલું પોલાદ મૂળજીને આપવામાં આવ્યું હતું તેટલાં જ વજનની એ તલવાર બની. તેના ઉપરનું પાણી પણ અહીંની ખારી બાવડીનું જ છે મહારાજા સાહેબે પ્રસન્ન થઈ મૂળજીને એક મોટું ઇનામ આપ્યું હતું; એ તલવારની તે વખતની કિંમત સાતસો રૂપીઆ હતી. મૂળજીના વંશજ હજી હયાત છે.

હુસેની કત્તીનું પાનું રામપુરી પોલાદનું બનેલું હોઇ તે બે ફૂટ લાંબુ અને દોઢ ઇંચ પહોળું છે. તેને એકજ તરફ ધાર કાઢેલી છે, તે દિલ્હીશાહી મૂઠમાં બેસાડેલી છે. એ તલવાર સૈયદ વંશની હોઇ ખુદ રામપુરમાં જ તૈયાર થએલી છે. એ મીર જુમ્લા નવાબને એક દરબારમાં નજર કરવામાં આવી હતી.

નીમચ્યા એટલે અર્ધી તલવાર. ઉત્તર હિન્દુસ્તાનમાં પીહંની શહેરમાં જે એક મોટું હથિયારનું કરખાનું હતું ત્યાંથી રજપૂતોએ પોતાનાં બચ્ચાંઓ માટે તે તૈયાર કરાવી હતી. તે સંપૂર્ણ રીતે કીરપાણના જેવી હોવાથી હાલ તેને જ કીરપાણ કહેવા લાગ્યા છે. જે પ્રમાણે બ્રાહ્મણોને જનોઇ તે પ્રમાણે શીખ લોકોને કીરપાણ હોય છે. એ હથિયાર ચોવીસે કલાક તેમની પાસે જ રહેવાનું. શીખ કહ્યો એટલે એની પાસે આ કીરપાણ અને ચક્ર નામનું બીજું એક હથિયાર એ તો હોવાં જ જોઇએ. શીખ લોકો તેની હમેશાં પુજા કરે છે. ગુરૂ ગોવિંદસિંહના લંઘરમાં એ હથિયારો હમેશાં લટકાવેલાં જ હોય છે. એનું પાનું પોલાદનું બનેલું હોઇ તેને ઝેરી પાણી પાએલું હોય છે. તેની લંબાઈ એક ફૂટ

અગીઆર ઈંચિ અને પહોળાઇ એક ઇંચ હોય છે. એનું પાણી એટલું ભયંકર હોય છે કે તેનો વાર કર્યા પછી અર્ધા કલાકે માંસ અને ચામડી ફાટે છે અને પછી તે જખમ કશાથી પણ રૂઝાતો નથી.

શીરોહી માનાશાહી તલવારનું પાનું જવ્હેરદાર પોલાદનું બનેલું હોય છે. તે બે ફૂટ સાત ઇંચ લાંબું અને દોઢ ઇંચ પહોળું હોઇ તેને એક જ બાજુએ ધાર હોય છે. પાનું શિરોહી મૂઠમાં બેસાડેલું હોય છે. તે શિરોહી શહેરમાં તૈયાર થએલી હોઇ તે ઘણું કરીને રજપૂત લોકો જ વાપરે છે.

અરબી છરાને જવ્હેરદાર પોલાદનું પાનું હોય છે. તે બે ફૂટ બે ઈંચિ લાંબુ, શરૂઆતમાં સવા ઈંચિ, મધ્ય-ભાગમાં એક ઈંચિ અને છેલ્લે દોઢ ઈંચિ પહોળું હોઇ છેડા ઉપર અણી હોય છે. ધાર એક જ બાજુએ હોય છે પણ તે પૂરેપૂરી હોય છે. પાનું અને મૂઠનો ખીલો એક જ હોય છે. મુઠ વનગાયના શીંગડાની બનેલી હોઇ તે તે ખીલા ઉપર બેસાડેલી હોય છે.

રામપુરી કત્તીનું પાનું રામપુરી પોલાદનું બનેલું હોઇ તેના ઉપર ઝેરી પાણી ચડાવેલું હોય છે. તે પાનું બે ફૂટ સાત ઈંચિ લાંબુ અને દોઢ ઈંચિ પહોળું હોઇ સીધું હોય છે અને તેને એક જ બાજુએ ધાર હોય છે. તેના ઉપર બે ફૂટ સાત ઈંચિ લંબાઇની બે લીટીઓ હોય છે. એ પાનું પુરબીયા મૂઠમાં બેસાડેલું હોય છે. સિસોદીઆ વંશ માંહિના સમરસિંહ એ આ જાતની તલવારો તૈયાર કરાવી મૂકતાં અને ફક્ત પોતાની જન્મ-ગાંઠના દિવસે સગાંવહાલાંઓને તેની નજર કરતા.

રામાયણના કાળથી જેનો સર્વેને પરિચય થયેલો છે તે ધનુષ્યની પટ્ટી મધ્યભાગમાં બે ફૂટ સુધી સીધી હોય છે અને બન્ને છેડા ઉપર વાંકી વાળેલી હોય છે. ધનુષ્ય ઝાલવા માટે પટ્ટીના મધ્યભાગમાં ગોળ મૂઠ રાખેલી હોય છે. છેડા ઉપર બન્ને બાજુએ થોડો ખાંચો રાખવામાં આવેલો હોય છે અને તેમાં બકરાની તાંત અટકાવવામાં આવે છે. તે તાંતની આજુબાજુએ રેશમ વીંટાળેલું હોય છે. પટ્ટી દોઢ ઇંચ પહોળા પોલાદની બનાવેલી હોય છે.

સોસન પત્તાનું પાનું પોલાદનું બનેલું હોઇ તેને ઝેરી પાણી પાએલું હોય છે. તેની લંબાઇ બે ફૂટ અને પહોળાઇ એક ઇંચ હોય છે. છેડા ઉપર તે બારીક થયેલું અને જરા વાંકવાળું હોય છે. તેને એક જ બાજુએ સંપૂર્ણરીતે ધાર કાઢેલી હોઇ તે દિલ્હીશાહી મૂઠમાં બેસાડેલું હોય છે. આ હથિયારને અર્ધી તરવાર કહીએ તો કંઇ હરકત જેવું નથી. ચાબુકની માફક સ્થિતિસ્થાપક અને વજનમાં હલકી હોવાથી આ તરવારથી વાર કરતાં જલદી થાક લાગતો નથી. તેની પછવાડે મજબૂતી આવવા માટે એક ચીપીઓ બેસાડેલો હોય છે.

ચાંપાનેરી તરવારનું પાનું પોલાદનું બનેલું હોઇ તેની લંબાઇ બે ફૂટ પાંચ ઇંચ અને પહોળાઇ દોઢ ઇંચ હોય છે. તેના ઉપર એક ફૂટ છ ઇંચની લીંટી હોય છે. પાનું વાંકું હોઇ તેની એક જ બાજુએ ધાર હોય છે. તેના ઉપર જે મૂઠ બેસાડેલી છે તેને ફૈજાબાદી મૂઠ કહેવામાં આવે છે. મહમદ બેગડાનું ચાંપાનેર નામનું

એક મોટું શહેર હતું. તે પાવાગઢ નામનાં કિલ્લા પાસે વસેલું હતું પછળથી તે શહેર ભાંગી પડ્યું.

સિરોહી લાખ ગાઢી નામનાં પાનાને મધ્યભાગે જાળ હોય છે. કર્ઠાઆવાડમાં એ તરવારને દેસત્ત જાડી કહે છે. એના જન્મઠેકાણાના સંબંધમાં બે મત છે કોઈ કહે છે કે તે ભૂજમાં તૈયાર થઈ ત્યારે બીજાઓ કહે છે કે તે શિરોહી શહેરમાં બનેલી છે.

ખોરાસાની તલવારનું પોલાદ ચંદ્રત્તર ખાનેદાર જાતનું હોઈ તેના ઉપર થોડા થોડા અંતર ઉપર આડી લીંટીઓ હોય છે. તેનું પાણી ઘણું જ સરસ છે. આ તલવારને ચમનબંદી તલવાર પણ કહેવામાં આવે છે. તેનું પાનું મોટું અને વાંકદાર હોવાથી તેના ઉપર જોધપુરી મૂઠ સારી દેખાય છે. ઇરાન દેશના ખોરાસાન પ્રાંતમા એ તલવાર તૈયાર થઈ છે.

ઇરાની તલવારના પોલાદની જાત હાથીપગી હોઈ તેનું પાણી ચમનબંદી છે પાના ઉપર લીંટી હોતી નથી. પાનું પહોળું હોય છે અને તેના ઉપર બે જાતના રંગ દેખાય છે પછવાડે રતાશ રંગની ધાર હોય છે. અને તેના ઉપર કાળા રંગનું સેમલનું પાણી પાએલું હોય છે. તેના વિશેષ ગુણ એ છે કે તે ભાંગતી નથી.

ગંગાજમની એ એક ઘણી જ વિચિત્ર પ્રકારની તરવાર છે. તેના પરજ ઉપર રાત્રે પ્રકાશ અને દિવસે અંધારૂં જણાઈ આવે છે. તેનું પોલાદ જવ્હેરદારી હોય છે. હિન્દુની નિશાની તરીકે "હરહર મહાદેવ" એ અક્ષરો તેના ઉપર કોરેલા છે. તેની મૂઠ સુન્હેરી

છે. તે સતારા પાસે વાઠાર ગામે તૈયાર થઈ. અનેક લડાઈઓમાં તેણે પોતાનું પાણી બતાવી દીધું છે.

દશાવતારી તલવાર ઉપર હિન્દુઓના દશ અવતારનાં ચિત્રો કાઢેલાં છે. એના ઉપર પણ "હરહર મહાદેવ" એ અક્ષરો જણાઈ આવે છે. તેની મૂઠ વટોદરશાહી હોઇ તેનું મ્યાન તારકૂણીનું છે, એ તલવાર પ્રસિદ્ધ મહાદજી શિંદેના વંશની હોવાનું જણાઇ આવે છે.

સો લીગન પાનાવાળી એક સુંદર તેઘ નામની તલવાર સર ટૉમસ રોએ જહાંગીર બાદશાહને નજર કરેલી હતી. હૈદ્રાબાદમાં હજુ પણ કેટલાક તજ્ઞ લોકો મળી આવે છે કે જેઓ જોતાં વેંત જ કહી શકે છે કે તરવારનું પાનું "ગોવાનીઝ" કે "ટોલેડો" કે "સોલીગન" જાતનું છે. આ બધી જાતો યુરોપ તરફની છે એ ઉઘાડું જ છે. આ તરવાર ઉપર "આબ્રાહામ સ્ટામ સોલીગન" એ પ્રમાણે લખેલું હોઇ, ગઈ ત્રણ સદીમાં કેટલાંક યુદ્ધમાં તેનો ઉપયોગ થયેલો છે.

પેચ કબજ નામનું હથિયાર બ્રહ્મદેશના રાજવંશમાં ચાર સદી સુધી વાપરવામાં આવ્યું હતું. તે વજનમાં ભારી, પહોળી અને વાંકી એવી એક હૈદરી જાતની તલવાર છે. એનું પાનું આ દેશમાં બનેલું હોઈ તેને દમાસ્કસનું પાણી ચઢાવેલું છે. તેની મૂઠ સોનાની હોઇ તેના ઉપર હીરા, માણિક અને પન્ના બેસાડેલા છે. બનારસ મહારાજાના શસ્ત્ર કામદારના કહેવા ઉપરથી એમ જણાઇ આવે છે કે આ તરવાર મારકવીસ વેલેસ્લીએ હાલના મહારાજાના દાદાને નજર કરેલી હતી.

તેનું મ્યાન લાકડાનું બનેલું હોઇ તેનાં ઉપર મખમલ મઢેલું છે અને તેનાં ઉપર કલાબૂતની નકશી કરેલી હોઇ તેમાં હીરા અને માણિક જડેલાં છે. બનારસના મહારાજાએ એડવર્ડ બાદશાહને એ તલવાર નજર કરી.

હલબી તલવાર દમાસ્કસનો મહમદ નાઝીક નામનો સરદાર હતો તેની હતી. તેનો ઉપયોગ તેણે પ્લાસીના યુદ્ધમાં અને મહીસૂરના વિગ્રહમાં કર્યો હતો. તેની મૂઠ સોનાની હોઇ તેમાં હીરા અને પન્ના બેસાડેલા છે. તેજસ્વી બેધારવાળી પેચ કબજ એ શસ્ત્રથી પ્રસિદ્ધ ઔરંગઝેબના સંબંધી ફરૂખશાયરે જહાંદરશાહનું ખૂન કરેલું હતું.

મહમદ ગીઝની પ્રથમ હિન્દુસ્તાનમાં જે જાતની તરવારો લાવ્યો તેમાં હુસેની તરવાર એ એક મુખ્ય છે. આ જાતની તરવાર ઉપર એક મંત્ર કોરેલો હોય છે. જ્યારે મહમદ ગીઝનીએ દિલ્હી શહેર લીધું ત્યારે આ હુસેની તરવાર એક પર્શીઅન સરદારના તાબામાં હતી. અને તે સરદારે તેના વતી ચારસો સ્ત્રીપુરૂષો અને બચ્ચાંઓની કતલ કર્યાનું લખી મૂકેલું છે. સને ૧૭૩૮માં કતલ થઇ તેમાં એક લાખ માણસો નાશ પામ્યાનું ઈતિહાસ ઉપરથી જણાઇ આવે છે. આ હકીકતનો જ્યારે આપણે વિચાર કરીએ ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ચારસો માણસોની કતલ થઇ હોય તો તેમાં અસંભવનીય એવું કંઇજ નથી. આ તરવારનો સંબંધ પર્શીઅન સ્વાર સાથે આવે છે તેના ઉપર જે પાણી ચઢાવેલું છે 'તેને મહમદી નિસરણી' (Mahammad's ladder) એ નામથી ઓળખવામાં

આવે છે. એની મૂઠ સોનાની હોઇ તેમાં હીરા, માણીક અને પન્ના બેસાડેલા છે. એનું પાણી ઘણું જ ઉત્તમ પ્રકારનું હોઇ તેનું પાનું બનાવતાં પહેલાં લોઢું અને પોલાદ એ બન્નેને ગરમ કરી તે બન્નેનું મિશ્રણ કરવામાં આવેલું છે. પંજાબ સંસ્થાપક સરદાર રણજીતસિંગને એ તીર્યાઘાટવાળી તરવાર ઘણી પ્રિય હતી.

આ પછી વર્ણવેલી તરવારો વધારે આશ્ચર્ય પમાડનારી છે.

હકીમખાની કત્તી એ ધર્મયુદ્ધમાં (Crusades) વાપરવામાં આવેલી એક સુંદર તરવાર છે. જે મ્યાનમાં તે ફક્ત અઢીસો વર્ષ સુધી રહેલી તે મ્યાન પહેલાં બાદશાહ શાહઆલમના તાબામાં હતું.

અલ્લીએ ફ્રેંકસના વિરૂદ્ધ રામપુરી તરવારનો ઉપયોગ કરેલો હતો, એવું તે તરવારના ઉપર જે હકીકત કોતરવામાં આવેલી છે તે ઉપરથી જણાઇ આવે છે. ધર્મયુદ્ધ માટે તે વખતે ઉપયોગમાં લેવાએલું એ હથિયાર, આજ તદ્દન કોરા જેવું માલૂમ પડે છે.

નવાજખાની તરવાર એ સન. ૧૭૩૮ ના પર્શીઅન લોકોની ચઢાઇની યાદ દેવરાવે છે. દિલ્હીના એક સંરક્ષક સાથે એક સરદારને હાથોહાથ લડવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. વિજયનગરના નવા રાજા પાસે જે પેચ કબજ તરવાર છે તેની મૂઠ હસ્તીદંતી છે. મૂઠ ચંદ્રાકારની હોઇ તેના ઉપર હીરા જડવામાં આવેલા છે. આણીબાણીના પ્રસંગે આ હથીયાર ઘણું ઉપયોગી થઇ પડે છે.

દમાસ્કસનું પાણી ચઢાવેલી એવી એક ઝુલફીકર નામની ઘણી જ ઉત્તમ તરવાર છે તેના ઉપર પર્શીઅન ભાષામાં કંઈક હકીકત લખેલી છે. પાછલા ભાગમાં 'મહમદ ઈબ્રાહીમ' એવું એક કારાગીરનું નામ લખેલું છે. મૂઠ ઉપર સોનાનું પાણી ચઢાવેલું હોઇ તેના ઉપર લખેલું છે કે "અલી જેવો મહાત્મા નહિ અને ઝુલફીકર જેવી તરવાર નહિ." આ તરવારના ઇતિહાસનો ધાગો ૫૦૦ વરસ પૂર્વે સુધી લઇ જઇ શકાય છે. અને તેણે કરેલા પરાક્રમની હકીકત કહેવી હોય તો તો એક મોટો ગ્રંથ જ રચવો જોઇએ. તે દેશમાં અનેક તરવારોનો ઇતિહાસ સાચવી રાખવામાં આવેલો છે. તેહેરાનના શાહી ગ્રંથ સંગ્રહાલયમાં બસો વર્ષ પહેલાંનો એક હસ્તલીખીત ગ્રંથ છે. તેમાં ઉપર જણાવેલી ઝુલફીકર તરવાર કરતાં કંઇ ઉતરતા દરજ્જાની અનેક તરવારોની વાર્તાઓ ગ્રથીત કરેલી છે.

ઇન્દોરના રાજવંશની પબાશાહી તરવારની કથા થોડી આશ્ચર્યજનક છે. સત્તરમા સૈકામાં બહાદૂર શિરાજ નામનો જે અધિપતિ હતો, તેનો પોતે શત્રુના પંજામાં સપડાએલો હતો તે વખતે, આ જ તરવારના પાના ઉપર પડીને પ્રાણ ગયો! એને હાલમાં એક સુંદર મ્યાનમાં સંઘરી મૂકવામાં આવેલી છે. એ મ્યાન પીળા રંગના મખમલનું બનેલું હોઇ તેના ઉપર હીરા માણેક પન્ના જડેલા છે અને તેના ઉપર સોનાનો એક પટ્ટો મૂકેલો હોવાથી તેની શોભા કંઇ વિશેષ જ જણાઈ આવે છે.

મંડીના રાજાઓ 'તેઘે સલેમાની' એ તરવારનો જ વંશપરંપરાગત ઉપયોગ કરતા આવેલા છે. એ તરવાર

હિન્દુસ્તાનમાં બનેલી છે. એના પાનાના મધ્ય ભાગમાં કેટલાંક ગોળ આકારના છિદ્ર હોય છે. અને તેમાં એક નાનો શીશાનો ગોળો બેસાડેલો છે. આ ગોળો તરવારની બન્ને બાજુએ જે છ છ નાના ચીરા છે તેમાંથી નજરે પડે છે. તેની સ્વસંરક્ષક મૂઠ ચપટી છે અને મૂઠો વર્તુળાકાર છે અને તેના ઉપર સોનેરી નકશીકામ કરેલું છે. મ્યાન ઉપર ઝવેરાત જડેલું છે.

મગરી એ પણ એક ઇતિહાસપ્રસિદ્ધ તરવાર છે. તે સોળમાં સૈકાના છેવટના સમયની અથવા તો સત્તરમા સૈકાના પ્રારંભના કાળની હોવી જોઇએ. જોહરા વંશના ઉત્પાદક અબદુલ કુરખાની એ તરવાર હતી.

જોચના એ એક ઉત્તમ પર્શિયન બનાવટનું પાનું છે. તેના ઉપર ઘણું કરી છેવટ સુધી એક લીટી કોતરેલી છે. સિવાય તેની બીજી બાજુએ પણ એક ઉંડી લીટી કોરેલી હોઇ તે ચાર ઠેકાણે તોડેલી છે. અને તેથી કરી પાંચ ઉંડી લીટીઓ તેના ઉપર કોરેલી નજરે પડે છે. મૂઠની પાસે નાના ખાડા જેવી જગ્યા હોઇ તેમાં ફૂલની નકશી કરેલી છે. અને પાનાંની બન્ને બાજુએ પર્શિયન ભાષામાં કંઇ લખેલું છે. ખરપુરના ખાન યુદ્ધ પ્રસંગે આજ તરવારનો ઉપયોગ કરતા. મ્યાન ઉપર મોટાં મોટાં માણીક અને લાલ જડેલાં છે. ભૂજી નામની તરવાર ઓરમઝની લડાઈની યાદગીરી છે. ત્યાં એક અંગ્રેજને તે મળી આવી અને તેણે તે એક રાજાને નજર કરી.

આશ્ચર્યકારક અરબી છરાનો કચ્છના રાવ ઉપયોગ કરતા. મૂઠના નીચેના ભાગમાં અસ્પષ્ટ એવાં નીચે

પ્રમાણેના અક્ષરો છે "મારો જન્મ જીવ લેવા માટે થયો છે; પણ મારા અંતઃકરણમાં દયા છે." એની મૂઠ સોનાની હોઈ તેના ઉપર હીરા જડેલા છે અને મ્યાન સંપૂર્ણ સોનાનું બનાવેલું છે. ટીપુ સુલતાને શોધી કાઢેલી કટાર ઘણા ભયંકર સ્વરૂપની છે. તેમાં કટાર અને પિસ્તોલ બન્ને એકજ ઠેકાણે એવી રીતે બેસાડેલા છે કે વાપરનાર બન્નેનો એકજ વખતે ઉપયોગ કરી શકે છે. ફરૂકશીઅરના એક સરદારે અરબી જમૈઆ વડે ચાલીશ ઠેકાણે તેને જખમ કરી તેનું ખૂન કર્યું હતું.

ગુરખા લોકોની પ્રાણઘાતક કુકરીનું પાનું વાંકું હોઈ તેના ઉપર બેવડાં લીટી અને છાંટા હોય છે. તેની અંદરની-ધાર ઘણી તીક્ષ્ણ હોય છે. એ ભયંકર શસ્ત્ર પૂર્વેતિહાસનો અવશિષ્ટ રહેલો નમૂનો છે. "ગ્લીસનીંગ સ્લેવ" (ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ) નામની જે ગ્રીક આકૃતિ છે તેમાં એ મળી આવે છે. ઉપર જણાવેલી ગ્રીક આકૃતિ કેટલાક સૈકા પહેલાંની છે. તે ઉપરથી અનુમાન નીકળે છે કે ગ્રૂકસ લોકોએ પૌર્વાત્ય દેશમાં પગ મૂકતાં પહેલાં ઘણાં વર્ષો અગાઉ આ કુકરીનો જન્મ થએલો હોવો જોઇએ. નેપાળના મહારાજાએ બાદશાહ એડવર્ડને એ નજર તરીકે મોકલી હતી.

સાલવાન પાટાધાન અથવા જેને ખૈબર ચપ્પુ અથવા તીરચોટી છૂરો કહેવામાં આવે છે તેનું પાનું દમાસ્કસી હોઈ તેના ઉપર ફૂલની સુંદર નકશી કરેલી છે. આ પાનું સારી રીતે પહોળું અને સીધું છે. મૂઠ હસ્તીદંત અને સોનાની કરેલી છે. રૂમી છરામાં એક અદ્ભુત વાત મળી આવે છે તે એ કે તે બનાવનાર 'ફેરારા'

એનાં સંપૂર્ણ નામને બદલે તે નામમાંના ફક્ત "શાર" એ જ અક્ષરો છ ઠેકાણે તેના ઉપર કોરેલા જણાઈ આવે છે.

ઢાલ એ આપણા તરફનું એક મહત્વનું શસ્ત્ર છે. તેનો ઉપયોગ કેવળ બચાવના માટે જ થાય છે, એમ નહિ. તેને જો આગળ અણીદાર ખીલા બેસાડેલા હોય તો તેનો ઉપયોગ હલ્લો કરવાના કામમાં પણ સારી રીતે થઇ શકે છે. સર્વ ઢાલોમાં સૌથી વધારે આકર્ષક એવી ઢાલ, કદાચ શાહઆલમની દુર્દૈવી ઢાલ ઠરવાનો સંભવ છે. તે ગેંડાના ચામડાની બનેલી હોઇ, તે ચામડું પારદર્શક છે. છતાં પણ બંદૂકની ગોળીની અસર તેના ઉપર થઇ શકતી નથી. માઉ નામની ઢાલ પોલાદની બનેલી હોય છે. તેના ઉપર સોનાનું નકશી-કામ કરેલું હોઈ તેના ઉપર ખીલા બેસાડેલા હોય છે. તે પ્રથમતઃ આરકટના નવાબના શસ્ત્રભંડારમાંથી મળી આવેલી છે.

સાત આઠ પેઢી સુધી એકજ વંશમાં રહેલી અને ઇતિહાસમાં પણ થોડીઘણી પ્રસિદ્ધ થએલી કત્તી તેરમા સૈકામાં યુરોપમાં તૈયાર થઇ અને ધર્મયુદ્ધો થયા બાદ તે હિન્દુસ્તાનમાં આવી. તેની મૂઠ પહાડી સ્ફટીકની બનેલી છે. મૂઠો સોનાના ગોળાનો બનેલો હોઈ તેના ઉપર હીરાનો તારો બેસાડેલો છે. તેનું મ્યાન ચાંદીનું બનેલું હોઇ તેની બન્ને બાજુએ ફૂલની નકશી કોરેલી છે. મૂઠની પાસે પક્ષીઓ કોરેલાં હોઇ લીલાં પાન દેખા-ડેલાં છે. રેવા સંસ્થાનની નજીક જે સ્ફટીક મળી આવે

છે તેની તે મૂઠ બનેલી છે. રેવાના મહારાજાએ તે એડવર્ડ બાદશાહને બક્ષસ આપી હતી.

ઝીંદના રાજા પાસે જે હલબી નામની એક તરવાર છે તે પણ યુરોપીય કારીગરની બનાવેલી છે. એ તરવાર વજનદાર છે. મૂઠ, સાંધો અને મૂઠો એ સર્વ સોનાનું બનેલું હોઇ તેનાં ઉપર હીરા માણિક અને લાલ બેસાડેલા છે. મ્યાન સોનાનું બનેલું હોઇ તેના ઉપર સુંદર પક્ષી અને મોહ પમાડે તેવાં ફૂલો કોરેલાં છે. પાનાની એક બાજુએ વાઘ અને મગરની લડાઈ અને બીજી બાજુએ વાઘ અને હાથીની લડાઈ એવાં ચિત્રો કાઢેલાં છે.

હવે સહુથી અત્યંત મહત્વની અને તેટલા જ માટે છેલ્લી રાખવામાં આવેલી, કોલ્હાપુરના મહારાજા તરફથી બાદશાહ એડવર્ડને ભેટ તરીકે આપવામાં આવેલી તરવાર અને તે બીજી કોઇ નહિ પણ જેનાં સ્મરણથી ચિત્તવેદના સ્થિર થઇ, અજાણતાં આંખોમાંથી અશ્રુનાં પૂર વહેવાં લાગે છે તે જ તે આપણા પરમવંદનીય શ્રી. શિવાજી મહારાજની પરાક્રમદેવતા—શ્રી ભવાની તરવાર છે. એનું વર્ણન તે શું અને કેટલું કરી શકાય? ખરૂં જોતાં ત્રિશતસાંવત્સરિક જન્મ મહોત્સવના દિવસે, શ્રી. શિવાજી મહારાજનાં પુતળાં સામે તે જ ભવાની તરવારની સ્થાપના કરી સરઘસ કાઢવું જોઇતું હતું. અને તે કંઈ અશકય પણ નહોતું. આપણા સમ્રાટના જયેષ્ટ ચિરંજીવના હસ્તે જ પૂનામાં શ્રી શિવાજી મંદિરનો પાયો નંખાયો. આપણે જો આપણી ઉત્કટ ઇચ્છા બતાવી હોત તો બકીંગહેમ

રાજમહેલના કોઇ સુશોભિત કબાટમાં રાખવામાં આવેલી શ્રી. ભવાની તરવાર, શ્રી. શિવાજી મંદિરમાં મૂકવા માટે મોકલી આપવાની ઉદારતા, કયો લોકરંજન માટે અહોરાત્ર ચિંતા કરનારો નૃપતિ, બતાવવા તત્પર ન થયો હોત? આપણે જ તે બાદશાહ એડવર્ડને પ્રેમપૂર્વક ભેટ કરેલી હતી. કાલમાન પ્રમાણે તેની પૂજા કરવા માટે ઉત્સુક થએલાં પ્રજાજનોને તે પૂજાસ્થાનમાં મૂકવા માટે પાછી કરતાં કોને આનંદ ન થાય! અમને તો ખાસ લાગે છે કે આપણે જો આપણી સદ્‌ભાવના પ્રગટ કરીએ તો તે પૂરી થતાં કંઇ પણ વિલંબ થશે નહિ. જો કંઇ વિલંબ થાય તેમ હોય તો તે આપણા તરફથી જ છે. આગેવાન લોકો એનો વિચાર કરશે કે?

આ આશ્ચર્યકારક તરવારનો ઇતિહાસ લખવાનો પ્રયત્ન કેટલાક લેખકોએ કરેલો છે. પણ એક અંગ્રેજે કહેલું છે કે તે તરવારથી બજાવવામાં આવેલી કામગીરીમાંથી એક પણ કામગીરીનાં એક દશાંશ જેટલું પણ તે સંબંધમાં લખાએલું કે નહિ એની શંકા છે. અમારૂં પણ એવું માનવું છે કે શ્રી. ભવાની તરવાર એ જ શ્રી. શિવાજી મહારાજની યશસિદ્ધીનું મુખ્ય સાધન એ ભાવના જ્યાં સુધી દરેક હિન્દુના અંતઃકરણમાં વાસ કરે છે ત્યાં સુધી તેનું મહત્વ સમજી શકવા માટે તેવાં અનેક પરાક્રમોની યાદ દેવડાવવાની જરૂર નથી. તો પણ તેનાં સંબંધમાં મળી શકે તેટલી માહિતી એક ઠેકાણે એકત્ર કરી રાખવી આવશ્યક છે અને તે પ્રમાણે જો કોઇ ઇતિહાસપ્રેમી સંશોધન કરી તે માહિતી લોકોની સામે રજૂ કરશે તો શ્રી. શિવાજી

મહારાજના અસંખ્ય ભક્તજનો તેને તે માટે અંતઃકરણપૂર્વક આશિષ દીધા વિના રહેશે નહિ એવી અમારી સંપૂર્ણ ખાત્રી છે.

આ તરવારનું ટૂંકામાં બાહ્ય વર્ણન કરવાનું હોય તો નીચે પ્રમાણે આપી શકાય. તેમાં બન્ને બાજુએ બે ઉંડી લીટીઓ ને મૂઠ નજીક જાડા પોલાદના ભાગ ઉપર સોનેરી ફુલોની નકશી છે. મૂઠ ઢાંકેલી હોઈ લોઢાની બનેલી છે. સાંધા પાસેનો ભાગ સારી રીતે પહોળો અને ગોળ છે. મૂઠના છેડા ઉપર મોગરો ને તેના ઉપર પણ સોનેરી ફુલોની નકશી છે અને તેમાં છેક નજીક નજીક હીરા અને લાલ બેસાડેલા છે. સ્વરાજ્ય સ્થાપનાનો પાયો પાકી રીતે નાખ્યા પછી, સામાન્ય જનદૃષ્ટિએ આ લોકનું અવતારકાર્ય પૂરૂં કરી સન ૧૬૮૦માં શ્રી. શિવાજી મહારાજાએ સ્વર્ગારોહણ કર્યા પછી કોલ્હાપુર નગરીમાં તે તરવારની દેવગૃહમાં સ્થાપના કરવામાં આવી અને ત્યાં તેના ભક્તજનોનો એક પંથ જ નિર્માણ થયો. "આ તરવાર કોઇ એક રાજવંશની નહિ પણ સર્વ મહારાષ્ટ્રની રાષ્ટ્રીય સંપત્તિ માનવામાં આવતી હતી. અને તે શ્રી. શિવાજીના વંશજોએ દઈ દીધી તેનું કારણ બીજું કંઇ પણ નહિ પણ તે દેનારાની સંપૂર્ણ રાજભક્તિ જ હોવી જોઇએ." એવા પ્રસંશાપૂર્ણ ઉદ્ગારો સર જ્યોર્જ બર્કવુડ સાહેબે કાઢેલા છે. રાજા એ પરમેશ્વરનો અંશ છે, એ પવિત્ર કલ્પના આજ ઘણા પ્રાચીન સમયથી આપણા અંતઃકરણમાં વાસ કરી રહેલી છે અને તે તેવી જ કાયમ રહે એવી પરમેશ્વર પાસે પ્રાર્થના છે.

અત્યાર સુધી વર્ણન કરેલાં શસ્ત્રો સિવાયના બીજા બાકી રહેલાં શસ્ત્રો વગેરેનો ફક્ત નામનિર્દેશ કરવો પ્રાપ્ત છે.

તે નામો નીચે પ્રમા છે:—

ભુજી ગોલીઆ, જૂની ગુજરાત, લાલુવાડ, પટણી, કર્નાટકી, હલુબી, નાગન, એલમાન પટની, મગરબી, જફ્ર તકીયા, તેંગા (પટણી), પટા, રૂમી છરા, તોરાબાટ છરા, નવાસખાની કત્તી (ચીપીઆવાળી), પરશુ (તબલ), સિપકલ, મારૂ, કડા બીન, પેચ કબજ, ઘોક, અંકુશ, બોથાટી, બનેટી, ગોફણુ, વીટા, લગ્ગી બરછી, દાસ્તાન, ચક્ર, ટોપ, બખ્તર, કબજા, હાથમોજાં, જોડ તરવાર, જોડ જમૈઓ, ગુપ્તી, વાસલવાડ, જામગીરી બંદુક, ત્રિશુળ, શેફ, ધારીયું, ડાંગ, ધાબ, સુતરનાલા, જંબુરા વગેરે.

આ લેખમાં કેટલીક તરવારોને ખાસ પ્રકારનું પાણી ચઢાવેલું હોય છે, એમ ઉપર જણાવવામાં આવેલું છે. તેથી પાણી ચઢાવવાની કેટલીક ક્રિયા સંબંધી તથા બીજી કેટલીક મહત્વની બાબતો સંબંધી જો અહીં બે શબ્દો લખીએ તો અસ્થાને નહિ કહેવાય, એમ અમે માનીએ છીએ.

પાણી ચઢાવવાના અનેક પ્રકાર છે. ધનુર્વેદમાંહેની બૃહતસંહિતામાં અસિપાનવિથી માટે જે લખેલું છે તે ઉપરથી એ જણાઇ આવે તેમ છે.

ચતુર્વેદમાં તરવારનું વર્ણન આ પ્રમાણે કરેલું છેઃ—

**शतार्धमंगुलानां तु श्रेष्ठः खड्गः प्रकीर्तितः**
**तदर्धो मध्यसंज्ञाभाक ततो हीनं न धारयेत्**

તરવારને પાણી નીચે જણાવ્યા પ્રમાણે ચઢાવવામાં આવે છેઃ—

(૧) ઘા નરમ રાખવાનો હોય તો તલનું તેલ અથવા મીઠું પાણી.

(૨) ઘા ગરમ કરવાનો હોય તો ટોપરાનું તેલ.

(૩) ઘા રૂઝાય નહિ એવી ઇચ્છા હોય તો સોમલનું પાણી.

(૪) ઘા થંડા પાડવો હોય તો સીસાનું પાણી.

## ઝેરી પાણીના પ્રકાર

(૧) ભીલામાનો અર્ક કાઢી તેમાં પોલાદને ટીપવું.

(૨) સોમલ અને વછનાગના અર્કમાં પોલાદ તૈયાર કરવામાં આવે તો કોઈ પણ શસ્ત્ર ઝેરી બની શકે છે.

(૩) નેપાળાના બીમાંથી પાન કાઢી તેનો અર્ક બનાવી જો તેમાં પોલાદ તૈયાર કરવામાં આવે તો તરવાર ઝેરી બને છે.

હાલના જમાનામાં તરવારની લંબાઈ ૫૦ આંગળ અને પહોળાઇ બેથી ચાર આંગળ જેટલી હોય છે. શ્રી શિવાજી મહારાજના સમયમાં તરવારની લંબાઈ સાડા ત્રણ ફૂટ અને પહોળાઇ સવા ઇંચ જેટલી હતી. પાનું જાડું પરંતુ વળે તેવું રહેતું.

તરવારની અણી કેવા પ્રકારની હોવી જોઇએ, તેમાંથી કેવા પ્રકારનો અવાજ નીકળે તો તે તરવાર સારી અને કેવો નીકળે તો તે ખરાબ એની પરીક્ષા અનેક રીતે કરી શકાય છે.

પહેલાં અંગ, રૂપ, જાત, ધ્વનિ, માન ઇત્યાદિ આઠ સાધન વડે ખડ્ગ પરીક્ષા કરવામાં આવતી હતી.

અંગ એટલે પોલાદ ઉપર રેષાઓ જણાઈ આવે છે તે. રૂપ એટલે આસ્માની અથવા કૃષ્ણ રંગ જણાય છે તે.

ધ્વનિ એટલે કોઇ બીજા પદાર્થ સાથે સ્પર્શ થવાથી જે અવાજ નીકળે છે તે. માન એટલે લંબાઇ અને પહોળાઇનું પ્રમાણ. હાલમાં આઠ સાધનોનો ઉપયોગ કરવામાં આવતો નથી. પોલાદની જાત ઉપરથી, તે બનાવનારા ઉપરથી અને જે દેશમાં તે તૈયાર થઇ હોય તે દેશ ઉપરથી તરવારો ઓળખવામાં આવે છે.

પોલાદ ત્રણ જાતનું હોય છે. જવ્હેરદાડ, સકેલા અને સાદું. કોઇ ઠેકાણે પોલાદને વટ કહેવામાં આવે છે.

જવ્હેરદાડ પોલાદ ત્રણ પ્રકારનું હોય છે. સૌથી ઉત્તમ પ્રકાર એટલે ચંદ્રવટ. એ નરમ હોય છે. તેનું જવ્હેર કબૂતરની આંખો જેવું ગોળ હોય છે. એનો રંગ કાળો હોય છે. મધ્યમ પ્રકારનું જવ્હેરદાડ પોલાદ હાથીપગીના નામથી ઓળખાય છે. એ ચંદ્રવટ કરતાં જરા કઠણ હોય છે. તેનું જવ્હેર કાકડીનાં બી જેવું લાંબુ અને કાળા રંગનું હોય છે. એ ઇરાન દેશમાં બને છે. કનીષ્ટ પ્રતનું જવ્હેરદાડ પોલાદ રામપુરી

પોલાદ કહેવાય છે. એ ઘણું જ કઠણ હોય છે. એનું જવ્હેર કીડી પ્રમાણે બારીક અને કાળા રંગનું હોય છે.

સકેલા જાતનાં પોલાદને કઠણ બનાવવું હોય તો તેને મીઠું, આમડું અને કાચનું પાણી ચઢાવવામાં આવે છે. ખેડીવર એ પણ એક હલકી જાતનાં પોલાદનું નામ છે અને ફરાસી એ તો સૌથી કનીષ્ટ જાતનું પોલાદ છે.

મૂઠના જુદાજુદા પ્રકાર હોય છે તેમાંથી કેટલાક નીચે જણાવવામાં આવે છેઃ—દિલ્હીશાહી, અવરંગઝેબી, સિંધી, હકીમખાની, બંગલા, ફેલાબાદી, અવધસીતાકી રસોઈ, ગુજરાતી, પુરબીઆ, કરનશાહી, ભુજી, સિનોહી, સુલ્હેરી, કર્નાટકી, અસ્સલ ઈરાની, નકલી ઈરાની, પોપટધારી ઈરાની અને શેરશાહ ઇત્યાદિ.

શસ્ત્ર સાફ કરવા માટે અનેક જાતનાં તેલ ઉપયોગમાં લેવાય છે. તેમાં જે વધારે પ્રચારમાં છે તે નીચે પ્રમાણેઃ—મીણનું તેલ, રંગૂન તેલ, જૈતૂનનું અને નારીએળનું તેલ. મીણનાં તેલમાં હળદર અને ખોપરેલ તેલનું મિશ્રણ કરવામાં આવે છે. એકલું ખોપરેલ તેલ કનીષ્ટ પ્રકારનું સમજવામાં આવે છે.

તરવાર વગેરે હથિયાર હંમેશા સાફ રાખવાં જોઈએ. અને તે માટે શીકલ ગીરની જરૂર હોય છે. સારી તરવારો ધાર કાઢવા માટે સરાણ ઉપર કદિ પણ ચડાવવામાં આવતી નથી. તેને માટે તો કુરણના પથ્થરનો, બનાતના ટૂકડાનો અને કાપડની ગાદીનો ઉપયોગ કરવામાં આવે છે.

નોટ:—જો કોઇ પાસે કોઈ વિશિષ્ટ પ્રકારનાં હથિયાર હોય તો તે સંબંધી ઐતિહાસિક માહિતી લંબાઇ પહોળાઇના માપ સાથે અમારા તરફ મોકલવાની કૃપા કરવી. જો કોઇ હથિયાર કોઇ ખાસ પ્રકારનું હશે અને ઉપર વિનતિ કર્યા પ્રમાણે તેની માહિતી મોકલી શકાય તેમ નહિ હોય અથવા તે મોકલવા માલીકને સવડ નહિ હોય, અને તે શસ્ત્ર અમારા તરફ જોવા સારૂં મોકલી શકાય તેમ નહિ હોય તો અમને ખબર મળ્યેથી તેનું દર્શન કરવા માટે, માલીકની તેમ કરવા દેવા કંઇ હરકત નહિ હોય તો, અમે જાતે તે ઠેકાણે જઇશું. આ પ્રમાણે વિનતિ કરવાનો હેતુ એટલો જ છે કે સર્વ પ્રકારનાં શસ્ત્રોની એક ગ્રંથમાં માહિતી એકત્ર કરી શકાય.

પ્રો. માણિકરાવ

